# પ્રાયશ્ચિત.

પરમેશ્વર સંબંધી જે મહાન બાબત આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તે આપણને શેખવી છે, તે એ કે તે આપણો પિતા છે.

માનવી પિતાપુત્ર વિષે જે વિચારો આપણે ધરાવીએ છીએ, તે પરથી પરમેશ્વર વિષે ખ્યાલ કરવાનું તેણે આપણને સૂચવ્યું છે. "જો તમે ભુંડા છતાં તમારાં છોકરાંને સારાં દાન આપી જાણો છો. તો તમારા આકાશમાંના બાપની પાસેથી જેઓ માગે તેમને તે પવિત્ર આત્મા આપશે, તે કેટલું વિશેષ ખાતરી-બંધ?" માનવી પિતાપુત્રની દૃષ્ટિએ વિચાર કરતાં પ્રાયશ્ચિત્ત વિષે વિચાર કરીએ.

ધારો કે એક અતિ પ્રેમાળ અને ભલો પિતા પોતાના પુત્રને સુમાર્ગમાં દોરવાને પ્રયત્ન કરે છે. ધારો કે તે છોકરો જેમ જેમ મોટો થતો જાય છે તેમ તેમ પોતાના બાપના ઘર વિષે તેને અણગમો થતો જાય છે, કુસંગમાં પડે છે, મદ્યપાન કરે છે, જુગાર રમે છે, અને એવાં અનેક વ્યસનોને વશ થાય છે. તેનાં આ દુષ્કૃત્યોનો અને શરમ કોને લાગે છે? બેશક તેના પિતાને. બાપ જ્યાં કંઇ જાય છે ત્યાં પુત્રની કુચાલને લીધે અને પોતાના કુટુમ્બની આબરૂની થતી ખુવારીને નીચું જોવું પડે છે. છોકરાએ ભાગેલી વસ્તુઓ સમારતાં, અને તેનાથી નુકસાન બદલ દંડ ભરતાં પિતાનો પૈસો વપરાઇ જાય છે, હૃદયદુઃખથી તે તંદુરસ્તી ખોઇ નાખે છે ને પુત્રના ઉડાઉપણાને લીધે તે પોતાનો પૈસો ...છે. પુત્રની અપકીર્તિને અંગે તેની આબરૂ કલંકિત થાય છે. તેમ છતાંએ ... તદનજ નિર્દોષ છે, તેણે તો કં. ગુન્હો કીધો નથી; તોપણ તે કુકૃત્યનાં ...ને લજ્જા તેને વેઠવાં પડે છે. પરંતુ દીકરો તો બેફિકર, બેશરમ થઇ બેઠો છે, ...નાં દંડ અને દેવાં બાપને માથે પડે છે.



આપણે સારીપેઠે જાણીએ છીએ કે આવા પ્રસંગો બને છે; બને છે ત્યારે દોષિતની શિક્ષા નિર્દોષને લાગે છે તે નિયમ આપણાથી ખોટો ન કહેવાય; કેમકે બાપ પોતાને શિર ઠપકો અને શરમ લે છે તેનાં બે કારણ છે: પ્રથમ, પુત્ર પરે પિતાનો પ્રેમ.

જો પુત્ર તેને પ્યારો ન હોત, તો તે દરકાર ન કરત, તે જવાબદારી માથે ન લેત. પુત્ર પરના પોતાના પ્રેમને પરિણામે તે દુ:ખી થાય છે. બીજું કારણ—પિતાની પવિત્રાઇ. જો બાપ પોતે ભુંડો હોય તો તેને શી શરમ! પુત્રની સાથે તે પણ વ્યસની થાય, દગલબાજી કરે, અને પુત્રના દુર્ગુણોને તે નજીવા ગણી કાઢે. પરંતુ બાપ સુચાલનો છે, દીકરો કુચાલનો છે, માટે તેને શરમ લાગે છે.

ઉપરોક્ત ઉદાહરણ પરથી એવો સિદ્ધાંત નીકળે છે કે, પોતાને જે પ્રિય હોય તેનાં પાપની લજ્જા અને ઠપકો પોતાના પ્રેમ અને પવિત્રાઇની ખાતર વેઠવાં પડે

દેવ પ્રીતિ છે. પોતાનાં છોકરાંનાં પાપથી થતાં દુ:ખ અને શરમને લીધે માનવી બાપ કરતાં શું તે ઓછો દુ:ખી થાય છે?

દેવ પવિત્ર છે. પોતાનાં છોકરાંનાં પાપને લીધે માનવી બાપ કરતાં શું તેને ઓછું દુ:ખ લાગે છે?

એમ બનેજ નહિ. દેવ પોતાનાં છોકરાં પર કેવી અનહદ પ્રીતિ રાખે છે, અને તેઓનાં પાપને લીધે તેને કેટલું દુ:ખ થાય છે, એ ઇસુ ખ્રીસ્તના મરણ પરથી તેણે આપણને સ્પષ્ટ જણાવ્યું છે. માનવી બાપ એકાદને વાસ્તે દુ:ખી થાય, દેવ પોતાનાં સર્વે છોકરાંને વાસ્તે દુ:ખી થાય છે; માનવી બાપની પ્રીતિની હદ હોય છે, દેવની પ્રીતિ અનહદ છે; માનવી બાપ તદનજ પવિત્ર નથી, દેવ સંપૂર્ણ પવિત્ર છે. એ પ્રમાણે ખ્રીસ્તના વધસ્થંભદ્વારે દેવનો જે પ્રેમ અને દુ:ખ પ્રગટ થએલાં છે તે અનહદ છે. શું આ સર્વે વ્યર્થ છે? એથી કેવી રીતે પ્રાયશ્ચિત્ત થાય છે? પિતા-પુત્રનો દાખલો ફરીથી લો: પુત્રને સુધારવો છે. કેવી રીતે? શું એમ કહીને કે, "અરે મૂર્ખ, તું તારી શારીરિક તંદુરસ્તીને હાનિ પહોંચાડે છે?' ઉત્તર એ મળશે કે,

"મને તો આજ મજ પસંદ છે." વળી એમ કહેવાથી કે, "શા વાસ્તે તું પૈસા બરબાદ કરે છે?" ઉત્તર એ મળશે કે, "જ્યાં સુધી પૈસા છે, ત્યાં સુધી તો હું મોજમઝા કરીશજ." આવા પ્રશ્નો નિરર્થક છે, પરંતુ તેના હૃદયમાં સારાપણાનો કંઇક પણ અંશ હશે, તો તેને એટલુંજ કહેવું બસ છે કે, "તારે લીધે તારો બાપ દુઃખથી રીબાઇને મરણાધીન થાય છે." તેના બાપના ખાટલા પાસે તેને લાવો. કહો કે, "જો, તારો વૃદ્ધ બાપ! અશ્રુધારા કરીને અંધ બન્યો છે, ચિંતાથી ક્ષય પામે છે, શરમથી ઝંખવાણો થયો છે; કોને લીધે? તારેજ લીધે." આવી ભયંકર સ્થિતિ જ્યારે તે જોશે ત્યારે તે તેના ભુંડા માર્ગોથી કદાચ ફરશે, પિતા જેટલું પાપથી કંટાળે છે તેટલું તે પણ કદાપિ કંટાળશે, તેના બાપને શરમ લાગે છે તેમ હવે તેને પણ લાગશે, પ્રેમમાં અને પવિત્રાઇમાં કેટલી મધુરતા છે તે તે જોશે ત્યારેજ તેના બાપના જેવો સ્વભાવ, પ્રેમ અને પવિત્રાઇ તેના હૃદયમાં પણ પેદા થશે; પરિણામે પાપમુક્ત થશે.

ઇસુ ખ્રીસ્ત આપણને પાપાવસ્થામાંથી ઉગારે છે. કેવી રીતે? પાપની ભયંકરતા અને ભ્રષ્ટતા બતાવીને, અને પોતે નિર્દોષ તથા પ્રેમાળ હોઇને દોષિતને વાસ્તે માર્યો ગયો તેથી. "ઇસુ ખ્રીસ્ત પર વિશ્વાસ કર, એટલે તું તારણ પામશે."

હવે આપણો આકાશમાંનો દેવપિતા પ્રીતિ અને પવિત્રાઇ છે, અને પ્રીતિ અને પવિત્રાઇ સ્વાભાવિક રીતે બીજાઓનાં પાપની શિક્ષા સહન કરેજ, એ સિદ્ધાંત પર મુખ્ય આધાર રાખવાથી પ્રાયશ્ચિત્ત વિષે અન્ય વિચારો આપણને મળી આવશે. અન્યનાં પાપની લીધે સ્વેચ્છાર્પણ એજ ખરૂં પ્રેમાર્પણ છે. દેવને તે અર્પણ માન્ય થશેજ, કારણ કે દેવ પ્રીતિ છે, અને અર્પણ કરનાર પણ તે પોતેજ છે. પિતા પાપોની ખંડણી ભરનાર છે, કેમકે તેનાં દુઃખોથી ભટકેલ છોકરો ઘેર પાછો વળે છે તેજ રીતે ખ્રીસ્તનું અર્પણ પાપથી આપણને ખંડી લે છે તથા છોડાવે છે.

બાપનાં દુઃખથી પુત્રના હૃદયમાંથી પાપ પ્રત્યેનો પ્રેમ અને સર્વ કુઇચ્છાઓ નષ્ટ થાય છે. એજ રીતે ખ્રીસ્તનું રક્ત આપણાં સઘળાં પાપોથી આપણને શુદ્ધ કરે છે. પ્રાયશ્ચિત્તની પાયારૂપી વાત આ છે કે પ્રીતિ અને પવિત્રાઇ બીજાઓનાં

૧૧૨૧૬



બાપનું દુઃખ તથા શિક્ષા સહન કરે. દેવે જગત પર એટલી પ્રીતિ કીધી કે તેણે પોતાનો એકાકીજનિત પુત્ર આપ્યો.

દુઃખ સહન કરનાર દેવપુત્ર છે એ સંબંધી કોઈ ગુંચવણમાં પડે તો તેણે આ ધ્યાનમાં રાખવું કે, “ હું તથા બાપ એક છીએ.” “ દીકરો બાપને જે કંઇ કરતો જુએ છે તે સિવાય કંઇ પોતે કરી શકતો નથી.” આ જગતમાં છીએ ત્યાં સુધી ત્રીએકપણાનો મર્મ આપણે સ્પષ્ટ રીતે સમજી શકનાર નથી, પરંતુ એટલું તો સમજી શકાય કે, પિતા અને પુત્ર આપણા તારણોપાયમાં બે નથી, પણ એકજ છે.

કોપાયમાન ન્યાયાધીશ અને પ્રેમાળ પુત્ર એવો દેવ અને ખ્રીસ્ત વચ્ચે સંબંધ નથી; પરંતુ બન્ને સાથે–એકજ–આપણું તારણ સાધવાને કામ કરી રહ્યા છે. પોતાની સાથે જગતનો મેળાપ કરાવતાં દેવ ખ્રીસ્તમાં હતો.



Printed and Published for the Gujarat Tract and Book Soci
by R. S. Dickey, at the Mission Press, Surat.
(1st Edition: 100,000 Copies.) 1/15/ 1924.